# જગતસિંહ
## નાટકનાં ગાયનો.

વાંકાનેર " આર્યહિત વર્ધક "
નાટક કંપનીને માટે
રચીને પ્રસિદ્ધ કરનાર

રાવલ ત્રંબકલાલ દેવશંકર
તથા
ત્રવાડી ત્રંબકલાલ રામચંદ્ર
વાંકાનેર આ૦ હિ૦ વ૦ ના૦ કંપનીના માલેકો.

આવૃતિ સાતમી પ્રત ત્રણ હજાર.



" દેશિ મિત્ર " પ્રેસ, સુરત.

સંવત ૧૯૬૦ સને ૧૯૦૩

કીંમત રૂ. ૦—૨—૦

# પાત્રોના નામ.



**જગતસિંહ** .. ... ...અંબરના મહારાજા માનસિંહનો કુમાંર.
**તિલો-તમા**...... ... ...ગઢમંદારણ પતિ વિરેંદ્રસિંહની--પુત્રી.
**વિમળા**... ... ... ... વિરેંદ્રસિંહની દાસી રૂપે રહેલી રાણી.
**માનસિંહ**........ ... ... ... ... ...અંબરના મહારાજા.
રસીક... ... ... ... ... ... ... ...એક બ્રાહ્મણ મસ્કરો.
**આસમાની**...... ... ... ... ...વિરેંદ્રસિંહની મુખ્ય દાસી.
વિરેંદ્રસિંહ...... ... ... ... ...ગઢમંદારણનો અધિપતિ.
**સુરેંદ્ર**... ... ... ... ... ... ... ... ... ...તેનો હજુરી.
**યશવંત**... }
**સુજન** ... } ... ... ... ... ... જગતસિંહના મીત્રો.
**કત્લુલખાન** ... ... ... ... ... ......ઓઢીયાનો નવાબ.
**ઉસમાનખાન**... ... ... ... ... ... નવાબનો સેનાપતી.
**અમીના**... ... ... ... ... ... ... નવાબની શાહજાદી.
**હકીમ**... ...... ... ... ... ... ... ... નવાબનો વૈદ્ય.
**હુરમ**... ...... ... ... ... ... ... ... નવાબની રાણી.
રંગીલ........ ... ... ... ... ... ... ... રસીકનો પુત્ર.
રંગીલી... ... ... ... ... ... ... ... સુરેંદ્રની પુત્રી.
**અભીરામ** ... ... ... ... ... ... ...વિરેંદ્રસિંહના ગુરૂ.

લશ્કર, દરબારીઓ, વારાંગનાઓ, વિગેરે.

# જગતસિંહ નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો.

પ્રવેશ ૧ લો—નટીની બે બાળાઓ સહવર્તમાન ઇશ્વરસ્તુતી.
" ૨--શૈલેશ્વરનું મંદીર--ગઢમંદારણ પતી વિરેંદ્રસિંહની પુત્રી તિલોત્તમા તથા વિમળા સખીઓ સાથે રાસની ગમતમાં વર્ષાદની શુરૂઆત તેટલામાં શીકારી -દ્રેશે જગતસિંહનું પ્રસીદ્ધ થવુ બંને તિલોત્તમા તથા જગતસિંહનાપ્યારની શરૂઆત.
" ૩-- જગતસિંહનું પોતાના મીત્રો સાથે હાલના ક્ષત્રીઓ વીશે વીવેચન. ત્યાં રસીકનું આવવું ને હાસ્યરસની હાજરી
" ૪-- અંબરના મહારાજા માનસિંહની ઓઢીયા ઉપર લડાઇની ચડાઇ.
" ૫--રસીક આસ્માનીનો પરસ્પર પ્રેમ વિનોદ અને સુરેંદ્ર ઉપર રસીકનું ગુસ્સે થવું.
" ૬-- તિલોત્તમાનો મ્હેલ--તિલોત્તમાની જગસિંતહ ઉપર આતુરતા. સખીઓનો સંવાદ. પાછળથી વિરેંદ્રસિંહ અને સુરેંદ્રનું આવવું.
" ૭-જંગલ. જગતસિંહ પોતાની પ્રતીજ્ઞા પાળવા વિચાર કરે છે ત્યાં બાતમીદારના કહેવાથી શત્રુઓપર તાકાજે જવાની તઇયારી,

,, ૮-અભીરામ ગુરૂની પુત્રી વિમળાનો તિલો-તમાના લગ્ન બાબતનો વિચાર ત્યાં ગુરૂ અભીરામ અને વિરેંદ્રનું આવવું અને તિલો-તમાની મમતા જગતસિંહના ઉપર છે તે વાત જાહેર થતાં વિરેંદ્રનું ગુસ્સે થઇ તિલો-તમા પાસે જવું.

,, ૯-મહેલ. તિલો-તમાની જગતસીંહ ઉપરની પ્રીતી. સખીઓની ગમત ત્યારબાદ ગુરૂ અભીરામ સ્વામી વિરેંદ્ર અને વિમળાનું આવવું તીલો-તમાની દ્રઢવ્રતીથી અને બહુધા મતથી તિલો-તમાના લગ્ન જગતસીંહ સાથે કરવાની ભલામણ.

,, ૧૦-રસીક તથા આસ્માનીના હાથથી સુરેંદ્રની થતી કમબખ્તીનો આબેહુબ ચીતાર

,, ૧૧-ઓઢીયાનો કીલ્લો કબજે કરવા માટે ત્યાંના નવાબ કત્લુલખાન અને જગતસિંહની ભયંકર લડાઇ. તોપના મારાથી કીલ્લાનું સળગવું અને ઉસ્માન તથા નવાબનું પકડાઇ જવું.

---

## અંક બીજો

પ્રવેશ ૧ લો-રસીકનું ઘર-બટુક વિપ્રના વેદ વાકયથી રસીક આસ્માનીના લગ્નની ગમ્મત.

„ ૨--કીલ્લો--ગઢમંદારણના કીલ્લાનો પઠાણોના હાથથી થતે કબજો અને દગાથી વિરેંદ્રનું પકડાઇ જવું.

„ ૩--સુરેંદ્રની પુત્રી રંગીલી ને રસીકનો પુત્ર રંગીલ તે બંનેની પ્રીતીની શરૂઆત.

„ ૪- વીરેંદ્રસીંહની પુત્રી ત્તિલોત્તમા અને જગતસીંહની પરસ્પર પ્રીતી. બાદ વિમળાનું આવવું અને પઠાણોના હાથથી જગતસીંહનું કેદ થવું.

„ ૫-- માનસીંહ પોતાના સરદારો સાથે વિચાર કરે છે તે- વામાં રસીક આવી જગતસીંહના કેદ થયાના ખબર આંપે છે. બાદ સેવક ધર્મં બજાવવા જગતસીંહને છોડાવવા રસીકનું જવું.

„ ૬--દરબાર--તેમાં ઉસમાનને શીરપાવ અને વિરેંદ્રને કતલ કરવાનો હુકમ.

„ ૭--વિમળા અને તિલો-તમાનો વિલાપ. નીચ સુરેંદ્રની દુષ્ટતા. પાછળથી ઉસમાનનું ઓળખાવું અને વીંટી થી મળતી ધીરજ.

„ ૮--નવાબ કતલુલખાનની શાહજાદી અમીના તરફથી ઉસમાનને જગતસીંહની દવા કરવાની ભલામણ.

„ ૯--જગતસીંહની માંદગી-;ત્યાં અમીના તથા ઉસમાનનુ આવવું. બાદ ઉસમાનખાન પ્રત્યે અમીનાના પ્યારની શરૂઆત.

„ ૧૦--કામાંધ સુરેંદ્રની આસમાની પ્રત્યે દુષ્ટ વાંછના અને પાછળથી ગુરૂ અભીરામ તથા વિમળાને રસીક વીગેરે નો વિરેંદ્રને મળવા નિશ્ચય.

" ૧૧--જગતસીંહનું વિચાર ભવન ત્યાં નિમકહરામ સુરેંદ્ર ની લુચ્ચાઇ. રસીકનું મળવું ત્યારબાદ ઉસમાનનું આવવું. કેટલીક વાતચીત કરતાં ગુસ્સે થઇ જગતસીંહને જેલખાનામાં લઇ જવા હુકમ.

" ૧૨--નવાબના હુકમથી વિરેંદ્રનો વધ અને વિમાળાનો વિલાપ.



## અંક ત્રીજો.

પ્રવેશ ૧ લો--જેલખાનામાં તિલોત્તમા અને અમીનાનો જગતસીંહ સાથે મેલાપ. નિચ સુરેંદ્રના ભંભેર્યાથી પવીત્ર તિલોતમાનો તિરસ્કાર. ત્યારબાદ અમીના પ્રત્યે ઉસ્માનખાનના ખોટા વહેમ.

" ૨ સુરેંદ્રને ફસાવવા માટેની રસીક તથા રંગીલની યુક્તિ પાછળથી રંગીલ રંગીલાના જાહેર લગ્ન.

" ૩ વિમળાના હાથથી કત્લુલખાનનો પ્રાણવધ અને હુરમ તથા અમીનાનો અફસોસ.

" ૪ ખટપટીયા સુરેંદ્રને જગતસિંહ તરફથી મળેલો ધીટકાર.

" ૫ વિમળાની હકીકતથી ગુરૂ અભિરામ તથા તિલોત્તમા વિગેરેનું આશ્રમમાં જવું

" ૬ ઉસમાનખાનના પ્યારની ખાતર અમીનાની ફકીરી.

" ૭--રંગીલ રંગીલીનો પ્રેમ વિનોદ.

" ૮ જોગી વેશે તિલો-તમા જગતસિંહનો મેળાપ. પતી પત્નીના પ્રેમની પરીક્ષા.

" ૯--રસીક આસમાનીની નીતીમય વર્તણુક અને પરસ્પર આનંદ.

" ૧૦--મહાન બાદશાહ---અકબરનો દરબાર. જગતસિંહને બાદશાહ તરફથી મળતો શીરપાવ. તીલો-તમાને મળતી જાગીર. રસીક રાયનો સત્કાર. જગતસિંહના લગ્નની મુબારકબાદી આપતાં ગાયન સાથે આ નાટકનું સમાપ્ત થવું.



# જગતસિંહ નાટકના ગાયનો.

## અંક ૧ લો.

### ઇશ્વર સ્તુતિ.

નટી— (૧)

વિભુ ભક્ત પાલ દયા નિધી છો જગત્રાતા
શાતા દાતા જ્ઞાતા ગાતા ગુણીજન ધ્યાતા–
અગમ્ય માઇક છો અવિનાશી
ભવાબ્ધી તારક વિપત વિનાશી
મોક્ષ પ્રદાતવ ભવ્ય કળાશી
જામી વિશ્વવિશે સુખરાશી-
એવા હે નામી સ્વામી આવો આવો ધાઓ
ધાઓ સેવકની સહાયે પિતુ માતા અવિધાતા.

બાળાઓ— (૨)

રમતી સખીયોની સંગાત યુવતિ જાય મલકાતી
મદન વિકારે વ્હાલી રસમાં રંગાતી

જાતી સ્વામીના ગુણ પ્રેમે ગાતી--
ચટકતી ચાલે હાલે લલના શરમાતી
વાહ વાહ મંગલમય માનુની જણાતી.

વિમળા તથા તિલો-તમા સાહેલીઓ } (૩)

ચાલો બેનો ચાલો આજે શૈલેશ્વર જઇએ
શૈલેશ્વર જઇએ શંભુ શરણમાં થઇએ--
પતિત પાવન એછે જંગલ નીવાસી
ટાળે ઉદાસી આપે સ્વામી સુખ રાસી--
હાહાત્યારે ચાલો વાહવાવા બ્હેનો મ્હાલો હેં હેં મ્હારો વ્હાલો
હવે ત્વરાથી ઉપર ચડીએ
અર્ચી ચંદન વંદન કરીએ
પ્રેમે મસ્તક પાય ધરીએ
વાહ, વાહ, વાહ, વાહ, વાહ, વાહ, (૨)

તિલો-તમા તથા સખીઓ—(૪)

ઝીણા ઝરમર વરશે મેહ ભીંજે મારી ચુંદડલી
એવા નંદ કુંવર શું નેહ ભીંજે મારી ચુંદડલી
ઉંચા આવાસ એ અલબેલાના નીચે અમારી મેડી રે
સુતી હતી હું મારા ભુવનમાં સાન કરી મુને તેડી--
ડગ ડગ દાદુર મગમગ મોરલા ચાતક થયા નમેરીરે
વીજળીના વેગના ભયને ત્યાગી આવી ઉભી આ શેરી--ભીં

જગતસીંહ- (૫)

થાય ગરડ ગરડ નભમાય થાય-
ચડી કારમી ઘોર ઘન ઘટા કાળશી વિષમ જણાય--થાય૦
ઉંચા ગીરીવર કોતર અંદર
પશુના અંતક શબ્દ શુણાય
મહા ભયાનક વૃક્ષ તણો ઠઠ
નીરખી ભયથી ધીર ઉડી જાય--થાય૦

જગતસીંહ— (૬)

શી પ્રેમી શી પ્રેમી શી પ્રેમી શી પ્રેમી;
શાણી સલુણી દાખી પ્રીતિ રીતિ એ બોલી શા બોલો.
એ ચાલી મધુરી મનહર શી મુખ કાન્તી;
નખ શીખ શી સુહાતિ નવ યોવન મદ માતિ,
મુખ મંદ મંદ મલકાતી મૃગ નેણી મૃદુ વેણી.
નવીન રસિક યુવતી ખીલતી પદમણી તણી;
ઘણી મનહરણી ચોટી નવેલી છટા છબી ચિ-તમાં,
રમણી નમણી સુખદા તરૂણી ગઇ હા એ તો
ગઇ ચાલી ગઇ અહાહાહાહા.

યશવંત તથા સુજન— (૭)

શુરવીર ધીર રણુ રંગ રાખી કરે જંગ દંગ કરતા
ધરી શસ્ત્ર અરિશીર દૂર કરી રહે દિન દુ:ખ હરતા.
રહે મગ્ન સદા શુભ કામ કરી હરીનામ હૃદય ભરતા,

અરી ક્ષત્રી વટની ટેક રાખી વિજઇ થઇને ફરતા.
હવે નહીં દેખું કયાંય એવા ક્ષત્રી મહી માથે
મન બહુ ગભરાય જગપતિ કર સહાય
પ્રભુ પૂરી આશ કર, પ્રગટ ક્ષત્રી પૂર ક્ષત્રી વટ ધરતા.

રસીક— (૮)

હું છું રંગીલો જુવાન ફક્કડ અક્કડ ચાલું આમ,
ભણ્યો છું વિદ્યાઓ તમામ રસીકલાલ મારૂં નામ.
બંદાના રૂપ આગળ માનો કામદેવ પણ તુચ્છ.
કઇક કામની ફિદા થાય છે જોઇને મારી મુચ્છ.
એક્કો છું વિદ્યામાં તેથી પંડીતમાં પંકાઉં,
કુશળ પુરો ગાવા માંહી રાગ રાગણી ગાઉં--હું૦

કુંવારીઓ— (૯)

જારે જારે ઓ રંગીલા હઠીલા જારે કુડા કાનુડા--જારે૦---
હરખાવે મુઝાવે સતાવે શાને,
વેણુંનો નાદ સુંદર સાદ, આવે છે યાદ વાણી વિવાદ,
રેન તું જગાવે, ભાન તું ભુલાવે, દેહ તું ડુલાવે
થે લી ગો પી જાણ--જારે જારે૦

માનસીંહ, દરબારી— (૧૦)

પ્યારારે ગુણ જોઇ તારા હરખી છીં--
આજે થયો સફળ જનમ શુરવીર ધીર ગુણ
જોઇ તારા હરખી છીં-

જગતસીંહ--યુદ્ધમાં હજારોનો કરૂં જઇ સંહાર
ઠાર ઠાર મારૂં રિપુ ઠાર ભરી ફાળ
દરબારી-- શાબાશ શાબાશ તને એમ ધટે સિંહબાળ.

(૧૧)

રસીક-- વાહ રસીલાની પ્યારી તું
આસમાની--હાંહાં રે રસીલાની રામા હું છું પૂર્ણ પ્રેમથી
રસીક-- ભોળાને ભમાવી કીધો છક દુર શું ?
રંગમાં રમાડી ખરા સ્નેહથી જમાડી
બની ઠીક તું અનાડી, રસીલાનું જોવા પાણી
આસમાની--(એમ ન હોય મારા રસીક લટકાળા]
રસીક-- (ત્યારે કેમ હોય મારાં આસમાની ચટકાળાં)
આસમાની--(સંગે રાખી નીશદિન અરપીશ તન મન
રસીક-- નાચ્યું હું તો થનગન
આસમાની--આવો ફક્કડ મુકી જકકડ
રસીક-- ચાલું અકકડ વાહ પ્યારી સુખકારી
દીલમાંહી વસનારી તું --રસી-

તિલો-તમા— (૧૨)

ઘેલી બની બાળારે વિરહની જવાળા લાગેરે
પ્રભુપંતિ આપો અરે ( ૨ )
મૃગલી વિખુટી સ્વામીને શોધે
મુંઝાય મંદ હૃદય જાગેરે ( હા )—મુંઝાય૦

રઘુવર સીતા મુખ રટે જયમ
રસના...એ હું રટું રાગેરે-વિર૦

તિલો-તમા (૧૩)

ચાલો ચાલોરે સખીયો સહુ સાથ
પરમ પવિત્ર પુજ્ય પિતાજી પધારે-- ચા૦
સખીઓ—ઉમંગ ભરીની સંગ રંગ કરીને--
ચાલીએ સહુએ પ્રેમ ધરીને
લટકો, મટકો, ચટકો, વાહવાહ ( ૨)
રંગીલી, રસીલી છબીલી તું નાર,
તિલો-તમા—વ્હાલી ન સતાવો ન મુંઝાવો વેગે ચાલો--ચા૦

વિરેંદ્રસીંહ— (૧૪)

ધરીશ વીરનું હું નામ ધરામાં--
મારીશ કરીશ લોહીપાન લઇ જોન
ઓ નાદાન ન ગુમાન, ધર નફ્ટ નિર્લજ
જોજે હવે વેરમાં સાર અરે ઓ ગમાર--ધ૦
માન મુરખ અપમાન કરી મારું
નાહક થઇશ રણ મુજ કર સંહાર--અરે ઓ ગમાર

અભિરામ— (૧૫)

મદ મનમાં ધારમાં, જળમહીં પથરા તારમાં
પાણીપર કદી નહીં ભીંત ચણાય નેરણીથી કદી નહીં વાળ પડાય
એમ તુંથી "માનસિંહ" ન હણાય—મદ મનમાં૦
મદાન્ધ રાવણ મારીયો. હણીયો હરણાકંસ,
ગોવિંદને ગમતો નથી. મનમાં મદનો અંશ—જળમહીં૦
મારૂત સુત લૂલો કર્યો, માર્યો મામો કંસ,
અહંકાર નથી સાંખતા, હરિ વિવેકી હંસ—જળમહીં૦

જગતસિંહ— (૧૬)

કરૂં તુરત તૈયારી કર શમશેર ધારી,
કરૂં ખળોની ખુવારી હૈયે હીમત ધરી.
દિલ ડરૂં ન લગાર મારૂં અરી શીર માર,
બાહુ નાવે પારાવાર જાઉં અરીનો તરી
ધરૂં હરી તણું રૂપ કરૂં અરો કરી ચુપ,
આવ્યો દિવસ અનુપમ આવો આવે ન ફરી.
સહુ શત્રુનો સમાજ ગણું ગંજી ગણુમાંજ,
થઇ અગ્નિ કણુ આજ બાળું બચે ન જરી.

વિમળા— ( ૧૭ )

કાર્ય થશે આ કવણુ ઊપાયે--
એહ વિચારે મન અથડાયે--
બાળા બિચારી પ્રેમે પીડાએ, ઉન્માદ અવસ્થા ભોગવે કાયે-
પ્રેમનું બંધન સજડ જડાયે, કરતાં કસોટી ઢીલું ન થાયે-

અભિરામ— ( ૧૮ )

ધરી ઉરે શાન્તી શાણા ક્રોધી રાજા વિચારે ન કાં
નાહક શાને તારી બાળે છાતિ વિચારે ન કાં
ક્રોધી જન આ જગતમાં જરા લહે નહીં સુખ
ઉર બાળે તે આપનું. દિયે અન્યને દુઃખ—ધરી૦

તિલો-તમા તથા. }
સાહેલીઓ— } ( ૧૯ )

વન ઉપવન કુસુમિત કરી કલિતરે
લલિત લતાઓ લેહેકાવી વસતે ચોર્યું ચિત્તરે.

કલકરે કપોત કોક કોકિલ કુંજમાં
મધુ કરો મન મકરંદ પર પ્રીતરે--
હારા રંગ દંત પરે દૈને ધારી ઉમંગ અંગે
સ્વામીની સંગ સોહે જોતાં જરૂર મોટા મુનીના મન મોહે-
લાલ વપુલસે ગુલાલે ભર્યાં કર્યાં કેશરિયાં કમનીય વ્હાલે ધર્યાં
સુખ સંયોગી મનથી માનેરે, પણ વિયોગી મનથી રોગી--
વળી સમીર સરરરર (૨) છુટે ફુવારા છરરરર--
વન વેલી થઇ ઘેલી વળગી વૃક્ષે અલબેલી--
અજ્ઞાત યૌવના જ્ઞાત કરવાને પ્રેરતા પતિઓ પ્યારથી--
જગ જીત્યું જાહેર જોર કરીને પામ્યા સૌહાર માર મારથી--

વિરેંદ્ર— (૨૦)

જા જા જા દૂરમુખ છોકરી કુલ ગર્વ છોડી

તિલોત્તમા--હાથ જોડી જોડી વિનવું- જા જા જા૦
વિરેંદ્ર—શુધ્ધિ તારી કયાં સંતાઇ બુદ્ધિબાળા રહી ન કાંઇ
વિમળા—વૈર અરીનું સઘ છોડો કુળ ગર્વની રીત ત્રોડો
પૂત્રી પરનો પ્યાર જોડો ધર્મ કર્મે સઘ દોડો
વિરેંદ્ર—મૂર્ખિ મુઢ બન ના
વિમળા—શાન્તિ ધરો મનમાં-આપું આશિષ-દૂર-જા૦

તિલોતમા — (૨૧)

મુજ પરમ પીતા ચિત ધરજોરે વીનતી મારી
પુત્રી શીરપર કર ધરજોરે વેગે વીચારી-
બાળકડીને માય ગરીબડી જ્યાં દોરે ત્યાં જાય

હીત અહીત હેતુ નવ જાણે તો પામર પીડાયરે—મુ૦
જગત વીના નહીં ઇચ્છુ જગતમાં જગત છે જીવનહાર
જગત મહીં જન્મી હું વરવા જગતસિંહ ભરથારરે—મુ૦

આસમાની— (૨૨)

નાચો બંદરજી નાચો-ચનગન, (૪)
સુરેંદ્ર—હા હા ખુબ નાચું કે વહેલો પરણીને રાચું
રસીક—કહે છે તમારૂં ડાચું અરે વાહ વાહ (૩)
આસમાની—કાચું ન રાખું રસિલાજી જોજો
સુરેંદ્ર—હાંહાં રસિલોજી હું તો
રસીક—અરે મુખથી ભુલાવીશ ખોજો નચાવી (૩)
વાહ વાહ (૩) હું--લંગડજી-

આસમાની— (૨૩)

ચાલો રસીલાજી આનંદ કરીએ નિજ તન મનના દુખો હરીયે
રસીક—સુખકારી હદવાળી મૃગનેની નેન ઢાળી
આપે ચુંબન શાંત કરે મન મારૂં, તો અહાહાહાહા.
આસ૦—હાહા હું પ્યાર વધારૂં તમપર વારૂ, રદયેશ ધારૂં મોતીડેવધાવું
રસીક—બસ બસ પ્યારી એજ ઉચ્ચારૂં હેં હા--
આસ૦--પ્રિયે પ્રાણુ તમે આવો ગુણુવાન તમે આવો
રસીક—દિલજાન આવો આવો, યુ, મો ગો ગો.

આસ૦--(ચાલો આવો મારા લાંબા નટવર)
રસીક—(આઇ વીલ નોટ કમ માઇ ડીયર)

લશ્કર— (૨૪)

હર એક કદમ કદમ પેંદમ બદમ બહમ યજમ રખ્ખો
સીતમ દોદમ કલમ કરો ઓર દુશ્મનોકા ખુન ચખ્ખો
યાદહી રખ્ખો, યાદહી રખો, સબહી સંગ સંગ
એકહી રંગરંગ ખુબહી જંગ જંગ દંગદંગદંગ મચાઓ
નહમ નતુમ નકમ બેહમ સોજેર હિંદુકર રખ્ખો.

(૨૫)

રંગીલ—મારી લાડકડી વેગે વહેલી થારે વેગે વહેલી થા.
રંગીલી—તારી અલબેલીની પહેલી વ્હેલી હારે પહેલી વ્હેલી હા
રંગીલ—મીઠી વાણી શું સારી મને લાગે બહુ પ્યારી
રંગીલી—સદા તારી આ તારી રંગીલીજ નારી
રંગીલ—લ્હેર કરવીજ ભારી દુઃખ સરવે વિસારી
રંગીલી—વ્હાલા તારા પર જાઉં બલીહારી બલીહારી.
રંગીલ—હું તો તારા પર જાઉં લટકાળી વારી વારી,
રંગીલી— હવે ચાલો વ્હાલા છેલ કરો તૈયારી--મા૦

રસીક— (૨૬)

ભગવાન કરી બેભાન લઇને જાન પઠાણો જાયે ડરના-મનમાં

જુલ્મી જુલ્મ કરીને આવ્યા અચાનક શુરવીર હણાવ્યા
દગાબાજ કપટેથી ફાવ્યા નેવનાં પાણી મોભ ચડાવ્યાં;--
મહા મદમાં બેંકી, દયા દીલથી મુકી બાળા માર્યાં ભોંકી
કઇક દીધાં ફેંકી મારી માર બેસુમાર કીધાં ખુવાર
તે ગમાર ડરનાં મનમાં હા, હા, હા, હા, હા,

તિલો-તમા— ૨૭

દુનિયામાં નથી કોઇએ દીઠો પ્રેમ કીનારો
સાગર મહીં ડુબતો પ્રેમી કોઇએ ન ઉગાર્યો-
મતલબમાં મુંઝાયેલો ભ્રમર એમ ભમાયો,
પ્રેમાંધ બની પુષ્પ કમળમાં ઇહ બીડાયો- દુ૦
પંખી પ્રદેશી પ્રેમવગડે જઇને મુંઝાયો,
ઝાડીમાં મળી વાટ નહીં એમ અથડાયો-- દુ૦
સન્મીત્ર મળે ભોમીઓ આવે તવે આરો,
નહીં તો ધવાયેલો ફરે એ બળદ બીચારો-- દુ૦

જગતસિંહ— ૨૮

ચંચળ ચતુરા ચપળ નયનથી ચીત ચમકાવતીરે
મનહર મધુરી મન મટકીથી નીત નવરાવતીરે--
તિલો-તમા૦-પ્રેમીડાળે હરનીશ ઝુલતી
પ્રેમ પુષ્પની માળા ધરતી
પ્રેમી કેરા પુર્ણ પ્રસંગે મ્હાલતીરે—ચંચળ૦
જગત૦—મદન કટારી તનપર મારી
જખમ કર્યો છાતીમાં કારી
ભ્રમર કમળ રસમાં ભામા, ભરમાવતીરે—ચંચળ૦

સુજનરાય
તથા યશવંત- } (૨૯)

જે વિકટ વખતમાં મિત્ર તણી કરે મદદ સ્નેહ ધારી,
તે મીત્ર ખરો સમજાય જામે જગકીર્તી બહુ સારી.
વિવેકી વિનય વિચાર સાગર ગુણી જ્ઞાન ધારી,
ધર્મ કર્મ કરી રહે મગ્ન મનમાંહી બહુ ભારી.
મિત્ર જગતમાં જાણવો સુખ દુઃખ સાથી જેહ,
ભીડ વખત આપે મદદ તનમન ધનથી તેહ.
એવોજ જગતમાં (જગતસિંહ) એક મિત્ર મણી મારો-

રસિક— ૩૦

પંથ પડું પ્યારથીરે પરગટ કરવા પરમ પ્રિતની રીત ખચિત.
આપો આજ્ઞા આપ અનુસરૂં અંગ ઉમંગેરે,
પવન તનય મહાસાગર કુદી પહોંચ્યો પેલે પાર.
સ્વામી કૃપાથી સર્વ સુલભ છે એ સમજી નીરધાર-

કંચનીઓ (૩૧)

સંગીત સુખકર ગાઓ બાજે મૃદંગ તાલ નાધી ધીના
તાના દેરેના, દેરેના દીમ દીમ તનન નિ ધ પ મ ગ રે સા રે
ધા ધીમીકીટ ધીમીકીટ તક ધિત્તા ધા-
ધીકડાં ધા ધા ધા ( ૨ ) સંગીત સુખ૦

વિમળા— (૩૨)

વંદું પ્રભુ પદ કમળ એક મુજ નરવર દુઃખથી બહુજ પીડાય

જ્યાં દેખું ત્યાં સુખ નવ પેખું સહાય કરોને કૃપાળ—પ્રભુજી૦
તુજ ધાર્યું પ્રભુ નકીજ થાશે વ્યર્થ કરીએ વિચાર—પ્રભુજી૦

અમીના— (૩૩)

અરે પ્યારે મેરે મએને તોરી કદર પહેચાની—અરે૦
મન મોહેલીયાં નહીં માને જીયા સમજાવો પીયા ન સતાવો
જીયા જાન દીલબર—પ્યારે૦
તેરે હીજમે ખુતે હીલાજો, નહીં દીલકો મેરે કરાર હુએ
ન સતા તુ બહેરે ખુદા મુજે, મેરા ગમસે સીના ફીગાર હુએ—
પ્યારે૦

અમીના— (૩૪)

જહાંમે પિયારા તુજાના હમારા પિયારા (૪)
જાંન જીતિ હુંમે તુજસે મેહરબાની કર અબ મુજસે
શાદી કર રહે તું કુચપે ખાવીદ મેરા (તુ) અબકે
હમેશા દીખારે ખુદારા નજારા તેહારા (૪)
પલ પલ છીન છીન રેન દિન બેચેયન રહું તોયેબીના
બહોત કઠીન અબ હોગા જીના તુજબીના
કે ખુદાને દિલારા તુજાના હમારા--

રસીક— (૩૫)

ધારૂં હું હામ હેયામાં અરીને હણુવા
ગરૂડનું રૂપ ધારી અહી એને ગણુવા,
નહીં ધરતાં પાય પાછો લંપટને લણુવા

લીધા તો શ્રમ સાર્થો જનનીએ જણુવા,
ઝટપટ જાઉં ધીર તજી ધાઉં સ્વામી ભક્ત કહાવું
ખનનન ખનનન ખડગ ચલાવી
શત્રુ શીશ ઉડાવું, તડાક ફડાક કડાક—

જગતસીંહ— ( ૩૬ )

શું વરણવું મુખ મમ એક ટેક ધર અનેક ગુણ તારા
ધરી ધીર વીર દ્રઢ ધારી રહ્યા ધણી ભક્ત તણા ધારા
રસીક—શું અધીક કર્યું હૃદય ઠર્યું ફરજ મારી માલીક મારા-
જે ગમાર ઉરખાર બ્હાર પ્યાર ધારતા
ખર સમાન નર એ પુન્ય બોળી પાપ તારતા
જગત૦—તુજ સમ નર તે પાપ પ્રજાળી પુન્ય પ્રગટે પ્યારા-
રસીક—શું અધિક કર્યુ હૃદય ઠર્યું -

જગતસીંહ— ( ૩૭ )

મદાંન્ધ જા જા જા જા નફટ નવ બકરે
કપટ ચપટ ઝટપટ શઠ કદી થશે
ફટ નિર્લજ દગો દઇ શું ફાવીગો
સમીપ કમર નહીં આ૦યો કસી—
વશ કર્યો વીરનર. છકેલ તેં અણુ ચિન્ત
નવ લન્છન લહું ન્યાયે ખસી--મ૦-.

અભિરામ— ( ૩૮ )

શૂરા શાન્તિ તને શંભૂ આપેરે, ક્રોડો ભવનાં પાપોને કાપેરે

સ્વર્ગે સદા સુખ સંતોષ આપી ભવના ફેરાથી ઉથાપેરે—શુરા૦
આતમાનો ઉપદેશ દઇ કરે કૃતારથ નાથ
મુક્તિ દે તુજ જીવને માગું જોડી હાથ
તારા શત્રુ તપે ત્રણ તાપેરે એવી આશીષ સ્વામી આલાપેરે--શુરા૦

જગતસીંહ— (૩૯)

દશા આ શી થઈ થઇ ઉડી આશા ગઇ ગઇ હાય હાય
પ્રભુ દશા તુ પ્રાણીને શી શી બતાવે નીત
પલમાં તું નરનાથને મગવે ધર ધર ભીખ
બહુ નચાવે તુજ માયા મહીં બહુ રિબાવે દુઃખ છાયા મહીં
હાય પ્યારી થઈ નઠારી તિલો-તમાએ પ્યાર પલટયો
વ્યર્થ આશા હા નિરાશા હાય--

જગતસીંહ— (૪૦)

વનીતા તું નગણી નાર વીસારી પ્યાર તજીદે દ્વાર
સરીતા ખરી પણ પ્યારને વરનાર કરે શું ખુવાર-

તીલોતમા—પ્રીતમ આમ વદો શું કામ જપું તમ નામ
હું આઠે જામ રે સ્યામ, ઓ સ્યામ, સ્યામ

જગતસીંહ—કપટી બતાવે પ્યાર તને ધીક્કાર વાર હજાર

તીલોતમા—પીયુજી હું નિરમળ નાર, કરો વિચાર, થશો લાચાર
હે કીરતાર અવની મોઝાર
જગત વિણ પ્યાર, નહિ ધરનાર, નાથ તું લેજે સાર

અમીના— ૪૧

અરે મેરે જાનો માલોકે સરદાર
યાર કરૂં પ્યાર બાર બાર બેસુમાર-

સર કટે યા તન જલે અબ તુજ સીવા કુચ્છ ગમ નહીં
બે કફન લાશા પડા હય ઔર હમમેં દમ નહીં.
આજાર બેકરાર લાચારકો તલવાર જલ્દ માર
યા દુસવાર કર બાજાર મય પર રહી તેરી ઇન્તેજાર
કભી આપકે છોડનેસે જાન રહે યા નહીં
લેકીન સનમયે જાનીયે કે યોર હમસે ખફા નહીં-

રંગીલ— ૪૨

આવો આવો વ્હાલી વેલડી હસી વ્હેલી પ્રાણું હું
રંગીલી—જાઓ જાઓ જાણી પ્રીતડી રીત એવી જાણશું.
રંગીલ--થયો ન્યાલ ગ્રહી તુજ હાથ
રંગીલી--મુજ નાથ રહું સાથ નાં જાવા દઉં.
મળી તન મનથી વર પતીને
રંગીલ--મનમથ જેમ ચાહે રતીને તરૂણી તમને તેમ,
રંગીલી--ચાહી તમે તમ રમણી
રંગીલ--નાના શશીમુખ નીરખી
રંગીલી--ચીતમાં ચકોરી હરખી
રંગીલ--સુખ દે સુધાકર પરખી
રંગીલી--મળી જોડ સરખા સરખી—

કંચનાઓ— ૪૩

ખુમારી સુખકારી સાયબા ધિરે ધિરે આવે મારા
રે રસિલા રે રંગીલા હો છેલા વ્હેલા પીઉયો રાજ
પ્રીતડી તમારી શું વિસારી વારી વારી જાઉં
ઉયોને પાઉં હાથે મારા-

દારૂ દીલ્લી આગરે, દારૂ જેસલમીર
એવો પીયે કોઇ રાજવી કે કોઇ પીયે રણધીર
બાદિલા છેલાજ મારા સાથેજ વ્હાલા
વેલા સવેલા પ્યો ચાલી મારા રાજ
પીલ્હો પીલ્યો પીલોયોરે તક આ નહીં મળનાર
વિતે આયુષ અલ્પ ઘડીમાં કાળને વશ થાનાર
માણી લીયો મોજો આ જગ બોજો ઉતારી
મારા રસિલારે રંગીલા હો છેલા વ્હેલા પીલ્યો રાજ.

જગતસીંહ— ( ૪૪ )

જા જા જા કુકર્મના કરનાર
કરતાં અનીતી ન ધારી તેં ભીતી પ્રેમીની પ્રિતિમાં હાનીધરનાર
હરામીછો વામી જા કામી હું પામી ગયો સહુ તારો એ અનાચાર

રસીક-- મારી દ્યો મહારાજ જાણીને બ્રહ્મ
રાખવી ગાયના દુધની ગમ.

જગત૦--રસિક રાજે બચાવ્યો જા આજે
ફરી આવે કાજે ન ધારીશ પ્યાર.

અભિરામ— (૪૫)

હરિ તુજ વારે ચડશે એક ઉપાધી પછી ન નડશે
નિરખી તુજ નિતિ પ્રિતિ રિતિ—હરિ૦
પાંચાળી ચીર પૂરીયાં ભરી સભા મોઝાર
રૂપ ધર્યું નરસિંહનું હર્યો ભુમીનો ભાર

ધરણી ધરણ પ્રભૂ તારણ તરણ એ, જરૂર સંકટ તુજ હરશે હરણએ
માટે તું, ધીરીથા, ગુણોગા, પ્રભૂ કેરા, બેટા વ્હાલી—હરિ૦

**તિલોતમા—** (૪૬)

વીભુ વારે ચડોને મારીરે દીન દાસી કહે છે પુકારી!
કષ્ટોને કાપી, સ્વામી સુખ આપી
આશ પુરો દયા દીલધારી—વીભુ૦
ભોગીને માટે જોગી વેશ ધારી મજું મોહન મમ સુખકારી
સહાય તારી દે મોરારી, યાચે બાળા બીચારી--વીભુ૦

**અમીના** (૪૭)

તન તંબુર નવજ તાર યાર મએં બનાઇરે
યે તંબુરમેં નામે ખુદા જાની ધુન સમાઇરે,
હાથન માલા ગલેમેં સેલી કફનીજો રંગાઇરે.
જેવર બદલ ખાક તનપર મએને અબ લગાઇરે.
અમ્મા રહો તુમ શાદો ખુર્રમ યેમેરી દુઆઇરે
બસ્તી બદલ અબતો જમી વીરાના મુજકો ભાઇરે.

**રંગીલી** (૪૮)

જાઓજી જાઓજી કામણગારા
સતાવો શું અરે દિનદારા
ઘેલી કરી શીઠ ઠાલી રીબાવો શાંતી આપો મુજ પ્રાણ પ્યાર
રંગીલી--રૂડી ચાલ ચાલી આવો રસીલી

રંગીલી---રંગમાં રમાડું વાહ ઠગારા,
પ્રીતેથી અધર પાન કરીને
રસમાં ઝુલો રંગીલા મારા,
રંગીલ—રંગીલી નાર તું રંગીલ ભરથાર હું
વ્હાલી શીદ ફાલી તું થાય છબીલી,
રંગીલી—વેલીવીંટાઇ રીઝે રંગ માણી
રંગીલ—વાહ વાહ કોમળ રસીક રસીલી,

તિલો-તમા— (૪૯)

ભુંડા ભ્રમર ભોગી થઇ ભ્રમરીદી છોડે કેમ તું
જો હોય તું સાચોજ શોખીન તો ન છોડે એમ તું,
સ્વાદી હશે શાકર તણો તે તો રસોરસ જાણશે
કામાન્ધીને નહીં પ્રેમની પીછાણ તે શું પીછાણશે,
કોયલ આ વનમાં, રીબાય
સાર લહે કોણ આ દુઃખમાય
પ્રેમની પીડા હવે ન રહેવાય--કો--
પ્રેમ અંશી ખરે પ્રેમજ જાણે
પિડપ્રસુતા વંધ્યા શું પીછાણે
દર્દિ દરદ પુરી રીતે પ્રમાણે
બ્હાલાને કેમ મળાય...હા--કો--
નેપથ્યમાં—ભુલ્યો પડયો ભર વનમાં હઠીલો હંસ નીરજનમાં--
જગતસિંહ— (૫૦)
ભુલ્યો પડયો ભર વનમાં હઠીલો હંસ નીરજનમાં

કનકપાત્ર મેં કાંઇ ન પીછાણ્યું, માટી પ્રમાણી મેં મનમાં.
કાજળ કેરી કોટડીમાંથી મેસ મેળાવી મદનમાં
દે પ્રભુ સાચી શુધ્ધ સતીને, સુખ લઉં હું ભવનમાં,

તીલોતમા— (૫૧)

મુરખ મદ જળ પ્યાલો પીને મસ્ત બની મલકાયે રે
પ્રેમ ધુનમાં ગોથાં ખાઇ, પ્રેત પીંડ પછડાયેરે—મુ૦
વીવીધ વાસના વળગી તુજને વળતી તું વટલાયેરે
જમ ભયનું જીવન મૃગજળ સમ તેમાં દેહ ડુબાયેરે
ખલક વીશે છે પલક જીંદગી તુજથી ભેદ ભણાયેરે
સફળ સુખદ સંસાર ગણીને,નર ભવ સહજ તરાયેરે--મુ૦

તિલો-તમા (૫૨)

આવો આવો પિયુજી પ્રિયા પાણીડાં પાય
જગત૦--અરે વાહવાહ મારી શાણી તિલોતમાય
મારૂં હૈયું હરખાય પ્રીયા પ્રીતી જળ પાય,
તિલો.ત૦--આપું પ્રાણદાન પીરસું પકવાન--
જગત૦--જાણું છું, માનું છું, વ્હાલી પિછાણું છું
તિલો-ત૦--દાસી તમારી છું.
જગત૦--જીવન સુખકારી તું,
તિલો-ત૦--પ્રીતીથી હારી છું,
જગત૦--જાઉં તુજ વારી હું.
તિલો-ત૦--વાહવાહ આવો પ્રાણ રંગે રમાડું,

જગત૦--વાહ વાહ વાહ મારી શાણી તીલ માય
મારૂં હૈયું હરખાય પ્રિયા પ્રીતી જળ પાય--

આસમાની— (૫૩)

વિચારી જૂઓરે પ્રેમીની ગતી પતિ--
મણીધર મૃગ બેસુર પર ડોલે
મરે પણ તજે ન રતિ,
ભ્રમર કમળથી પતંગ દીપકથી- મરે૦

આસમાની— (૫૪)

વ્હાલા શું ઠાલા ઠગો છો પ્યારા ધુતારા
રસીક--ઘેલી શી આ ઘેલાઇ
આસ૦—જાણી સર્વે ચતુરાઇ
રસીક—અલબેલી તું મારી રંગીલી, રસીલી, છબીલી,
તજી દેને વ્હેમો તારા નઠારા,
આસ૦—છોજી સ્વારથી આ મોજીલા
રસીક—ક્રોધ વેણ પણ પ્રિય કોકિલા,
આસ૦—મુને ન અડકો
રસીક—વાહ તુજ લટકો
આસ૦—હ્યો જાઓ, રસ પાઓ
રસીક—વાહ વાહરે-પાપારે-વાહ, પ્યારા—

દરબારિઓ— (૫૫)

સારંગ ગાઓરી પાંચ સુરને મિલાવો
રેમમ ૫૫૫ નીનીની સાસા સાનીપમરે
મમ ૫૫— સારંગ૦
ધૈવત ગંધાર બાદ ખરજ રીખબ ગ્રહ શોભાવો-
ન્યાસ છે પંચમ નીશાદ તિવર કોમળને લગાવો-સારંગ૦

સર્વં પાત્રો— (૫૬)

જય જય સુરેશ મખકર સુદ્વેષ,
જય વિજય વિજય દે કાપી કલેશ- જય જય૦
ભકતજન પ્રતિપાલ, ગંગાધારી દીનદયાળ
યાચીએ મળી સૌબાળ આર્યનો ઉદય હમેશ-જય જય૦
ઉદ તનન, તનન તાના દેરેના
દીયનરે તનન તોમ તનન તોમ,
સાની ધ ૫ ગ મ ૫ ની ધ ૫ મગરેસા જય જય૦.



# શક્તિની

## "આત્તંક નિગ્રહ ગોળીઓ"

### તદ્દન વનસ્પતીની

આ ગોળીઓ સ્ત્રી પુરૂષો એ બંનેને એક સરખી ઉપયોગી, અતી પૌષ્ઠિક, પુરૂષત્વ આપનાર, લોહીની શુધ્ધિ કરનાર, ધાતુ દોષોને મટાડનાર અને નિર્બળ મા ણુસને બળવાન કરનાર ઘણીજ ઉત્તમ દવા. કિંમત—ગો ળી ૩૨ બત્રીસની ડબી ૧નો રૂપિયો એક.

## વૈધશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી

આતંકનિગ્રહ ઔષધાલય.

હેડ ઓફીસ........જામનગર........કાઠીયાવાડ.

બ્રેંચ નંબર ૧........મુંબઈ........કાલબાદેવી રોડ.

બ્રેંચ નંબર ૨........કલકત્તા........હેરિસન રોડ.

બ્રેંચ નંબર ૩........પુના............બુધવાર પેઠ.

# જાહેર ખબર.

નિચે મુજબ કિમ્મતથી નાટકના ઓપેરાની ચોપડીઓ જે સાહેબોને જોઇતી હશે તેને રોકડે પૈસે વાંકાનેર આર્ય હિત વર્ધક નાટક કમ્પની પાસેથી મળશેઃ—

| | | | |
|---|---|---|---|
| શૈલબાળા નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| ચંદ્રકાન્તા નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| નર્મદા......નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| શુરવીરશીવાજી નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| પ્રેમચંદ્રિકા નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| સીતાસ્વયંવર નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| સત્યવાદી હરિશ્ચંદ્રના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| કુમુદ કિશોરી નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| મહારાણા પ્રતાપના... | ઓપેરા | ... | ૦—૨—૦ |
| ગોપીચંદ નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| કેદારસીંહ નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| સતી સુંદરબાના ... | ઓપેરા | ... | ૦—૨—૦ |
| ઇન્દુમતી નાટકના ... | ઓપેરા | ... | ૦—૨—૦ |
| રમણ સુંદરી નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| સંસારી સાવિત્રી નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| નરસિંહ મેહેતા નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| મીરાંબાઇના નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| નિમક હલાલ રણમલ નાટકના | ઓપેરા | | ૦—૨—૦ |

ઉપરનાં પુસ્તકો કંપનીના મુકામેથી મળશે તેમજ ગુજરાતના તમામ નામીચા શેહેરોમાં અમારી કંપનીના દરેક એજંટો પાસેથી મળશે—વિનંતી.

ગ્રંથ કર્તા